अविहिकया वर मकयं, उस्सुअवयणं भणंति
सव्वएणू; पायच्छितं जम्हा, कए लहुअं
अकए गुरुअं. १

અર્થઃ—અવિધિએ કરવા કરતાં ન કરવું સારૂં. એને સર્વજ્ઞો ઉત્સૂત્ર વચન કહે છે; કારણ કે (અવિધિએ) કરવાથી લઘુ પ્રાયશ્ચિત્ત (આવે છે જ્યારે બિલકુલ) ન કરવાથી ગુરૂ (પ્રાયશ્ચિત આવે છે માટે અવિધિ થતો હોય તો પણ ક્રિયામાર્ગ છોડવો નહિ. જારી રાખવો. તેથી પરિણામે વિધિમાં અવાશે.)

---

જે જે અંશેરે નિરૂપાધિકપણું, તે તે જાણોરે ધર્મ;
સમ્યગ્દૃષ્ટિ રે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ
—શ્રીસીમંધરસાહેબ સાંભળો.

શ્રીમદ્યશોવિજયજી.

પરોપકારાય સતાં વિભૂતયઃ

—:o:—

-ક્રિયામાર્ગની ગાઇડ્-

# આત્મ જાગૃતિ.

પવિત્ર ક્રિયામાર્ગમાં રૂચિવન્ત ભવ્યાત્માઓને
વાંચવા વિચારવા માટે.

-છપાવી પ્રસિદ્ધ કરનાર-

દુર્લભદાસ કાલિદાસ મ્હેતા-મ્હેસાણા.

સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપી.
કાળુપુર, ટંકશાળ-અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રતિ ૨૦૦૦.

વીર સંવત ૨૪૫૧. વિક્રમ સં. ૧૯૮૧. સને ૧૯૧૫.

# પુસ્તક વાંચનાર પ્રેમીને ધ્યાનમાં રાખવા લાયક અગત્યની સૂચનાઓ.

---:o:---

૧ પુસ્તકને થૂંક લગાડવું નહિ.
૨ પુસ્તકને અશુદ્ધ વાંચવું નહિ.
૩ પુસ્તકને પાસે રાખી વાછૂટ કરવી નહિ.
૪ પુસ્તકને પગ લગાડવો નહિ.
૫ પુસ્તકને પટકવું નહિ.
૬ પુસ્તકને પાસે રાખી ભોજન કરવું નહિ
૭ પુસ્તકને પાસે રાખી પેશાબ કરવો નહિ.
૮ પુસ્તકનો અક્ષર થૂંકથી ભૂંસવો નહિ.
૯ પુસ્તક ઉપર બેસવું કે સૂંવું નહિ
૧૦ પુસ્તકને પાસે રાખી ઝાડો કરવો નહિ.
૧૧ પુસ્તકનો અગ્નિથી નાશ કરવો નહિ.
૧૨ પુસ્તકનો પાણીથી નાશ કરવો નહિ.
૧૩ પુસ્તકનો ફાડીને કે બીજા કોઈ પણ પ્રકારે નાશ કરવો નહિ.

# પ્રસ્તાવના.

---*---

આ બુકના મથાળાવાળો લેખ મેં ભાવનગરના 'જૈન ધર્મ પ્રકાશ'માં દીવાળી પછી ત્રણ ભાગમાં છપાવેલો તે બધાને ઘણો રૂચિકર થયેલો જણાયાથી આ ન્હાની પણ ઉપયોગી બુકની યોજના થઇ છે.

વિષયને દૃઢ કરવા માટે શરૂઆતમાં ગાડીવાન્, ડૉકટર, વ્યાપારી, ટ્રેઇનના ગાર્ડ, સ્ટીમરના કેપટન, રસોઇ કરનાર, વકીલ અને સેનાનાયકના દૃષ્ટાંતો-તેમની ફરજોની હકીકત–આપવામાં આવ્યાં છે. બાદ દેવદર્શન, જિનપૂજા, સામાયિક, પ્રતિક્રમણ, પોસહ, તપ, પર્યુષણ, ભાવના, નિયમ ધારવા, વ્યાખ્યાન-શ્રવણ, જયંતી, પૂજા ભણાવવી, ધર્મકરણી અને રાત્રે વિચારણા, એ ચૌદ બાબતોના ઉદ્દેશ બતાવ્યા છે તેમજ તે તે કરણીઓ કેવી રીતે કરવી (જેથી ઉદ્દેશની સિદ્ધિ થાય) તથા આજ કાલ તે તે કરણીઓ કેવી રીતે કરાય છે, તે વિસ્તારથી સમજાવી વિષયનો ઉપસંહાર કર્યો છે. આ બુક ક્રિયામાર્ગ માટે એક ઉપયોગી ગાઇડ્ (માર્ગદર્શક)ની ગરજ સારે છે. ક્રિયામાર્ગના ખપી જીવોએ તથા અન્ય જિજ્ઞાસુઓએ આ બુક સ્થિરતાએ બારીકીથી ફરી ફરી વાંચી વિચારવા યોગ્ય છે. આવી ન્હાની બુક માટે વિશેષ લખવાની આવશ્યકતા નથી. આ બીજી આવૃત્તિ છે.

સંવત ૧૯૮૧ ના
ચૈત્ર શુદિ ૧૫ ગુરૂવાર. } દુર્લભદાસ કાલિદાસ મ્હેતા.

# અનુક્રમણિકા.

——:૦:——





# આત્મ જાગૃતિ.



આ જગતમાં મનુષ્યો જે કંઇ સાંસારિક કામકાજ કરે છે તે જાગૃત્ અવસ્થામાંજ કરી શકે છે. નિદ્રામાં હોય કે બેભાન અવસ્થામાં હોય અથવા જાગૃતિ હોય છતાં સાવધાની કે સાવચેતી ન હોય તો તે કંઇજ કાર્ય કરી શકતા નથી, અથવા કરે છે તો તે કાર્ય સારૂં થતું નથી અથવા વિપરીત કાર્ય થતાં પરિણામ નુકશાનીમાં આવે છે. જાગૃત્ અવસ્થામાં વિચારણા ચાલુ રહે છે એટલે કાર્ય શા માટે કરે છે તથા કેવી રીતે કરવાથી કાર્યનો હેતુ સિદ્ધ થાય, કાર્ય સફળ થાય, તે માટે તે વિચારી શકે છે. જેમ સાંસારિક કાર્યમાં વિચારણાની જરૂર છે તે જ પ્રમાણે ધાર્મિક એટલે આલોકપરલોકનાં સુખને માટે કરાતી ક્રિયાઓમાં પણ વિચારણાની જરૂર છે, કારણ કે જાગૃતિને વિચારણા સાથે નિકટ સંબંધ છે. બીજી રીતે કહીએ તો વિચારણા વગર જાગૃતિ હોઇ શકે નહિં, હોય તો તે ખોટી જાગૃતિ હોય અને ખોટી જાગૃતિમાં ક્રિયાઓ થાય તે ખોટીજ થાય એટલે ક્રિયાનું અમુક પરિણામ લાવવા ધારેલું હોય તે ન આવતાં જૂદું પરિણામ આવે–મોક્ષ

મેળવવા ધારેલું હોય ત્યાં સંસારનો લાભ થાય. આવી જાગૃતિવગર કરેલી ક્રિયા સંમૂર્ચ્છિમ ક્રિયા કહેવાય છે. તે ક્રિયામાં ચૈતન્ય ન હોય, રસ ન હોય, તેમાં આત્મા ન હોય, તે ખોખા જેવી હોય. ખોટી જાગૃતિવાળો માણસ બહારથી જાગતો હોય પણ અંદરથી ઉંઘતો હોય એટલે ખરી રીતે વિચારીએ તો તે ઉંઘતોજ કહેવાય. જ્ઞાનીઓ આવી દશાને પ્રમાદદશા કહે છે અને અંદરથી જાગૃતિ હોય તેને અપ્રમાદદશા કહે છે. અપ્રમાદદશાને વ્યવહારમાં સાવચેતી–સાવધાની કહી શકાય. સંસારી હો કે ત્યાગી હો, દેશસંયત હોય કે સર્વસંયત હો, દરેકને વ્યવહારનાં કે પરમાર્થનાં કાર્યો કરતી વખતે આવી દશાની, આવી સ્થિતિની અનિવાર્ય આવશ્યકતા છે. આત્માની આવી દશા કે સ્થિતિને આપણે આત્મજાગૃતિ કહીશું. આ બાબત વધારે સમજવા માટે, વધારે દૃઢ કરવા માટે આપણે કેટલીએક વ્યવહારનાં કામકાજોવાળી હકીકતો વિચારીએ.

૧ ગાડું હાંકનાર માણસના મનમાં પોતાને ક્યાં જવું છે, કયે રસ્તે જવાથી વ્હેલું પહોંચાય, કયો માર્ગ સરળ છે, કયો વિકટ છે, કયો સલામતીવાળો છે, ગાડા ઉપર કેટલો ભાર ભરવા યોગ્ય છે વગેરે બાબતની વિચારણા ચાલુ હોય છે. તેના તેણે નિર્ણય કરેલા હોય છે. હાંકતી વખતે પોતે કરેલા નિર્ણયો ભૂલતો નથી, તે અનુસાર

અમલ કરે છે. તે વખતે જાગૃત રહે છે, સાવચેત રહે છે. ખાડાઓ આવે તે વખતે ગાડાને સારી બાજુએ વાળે છે. ઢાળ આવે કે ચ્હડાવ આવે તે વખતે બળદને અંકુશમાં રાખે છે કે છૂટા મૂકે છે. બેસનારાઓને તકલીફ ન પડે તે રીતે હાંકે છે અને પરિણામે તે ઇષ્ટસ્થાને પહોંચે છે. એમાં ગાફેલ રહે, પ્રમાદ સેવે તો પરિણામ વિપરીત આવે છે. વખતે ગાડું ભાંગી જાય છે; કીચડમાં ખૂંચી જાય છે; બળદને ઇજા થાય છે; ચોર લૂંટારાનો ભોગ થઇ પડે છે; બેસનારાઓને નુકશાન થાય છે; ગાડું અધવચ રહે છે અને તે ઇષ્ટસ્થાને પહોંચી શકતો નથી. ફરી તેના ગાડામાં કોઇ બેસતું નથી; તેનું નિર્વાહસાધન ભાંગી પડે છે.

૨ ડૉકટર દરદીના દરદની ચિકિત્સા કરે છે. કઇ દવા તેને લાગુ પડે તેનો તે વિચાર કરે છે. સાથે તેને ખોરાક, પાણી,હવા, વ્યાયામ અને વિશ્રાંતિની બાબતમાં શી શી સૂચનાઓ આપવી તે પણ તે વિચારી લે છે. સારવાર દરમ્યાન તેનું દરદ વધે છે કે ઘટે છે, તેની તે તપાસ કરતો રહે છે. વધતું હોય તો કઇ બાબતમાં દરદીની કે પોતાની ભૂલ થાય છે, તે તપાસે છે, વિચારે છે. વ્યાધીનાં ઔષધો ધ્યાનમાં લીધાં કરે છે, તેમાં જરૂર પડતા ફેરફાર કર્યા કરે છે. દરદીઓની ઘણી ભીડ હોય, દરદની ફરીયાદો ચાલુ હોય છતાં તે જરા પણ મૂંઝાતો નથી, અકળાતો નથી, મનની સમતોલસ્થિતિ ગુમાવતો

નથી અને પોતાનું કાર્ય સાવચેતીથી કર્યે જાય છે. દરદીને દરદની અસર ઓછી જણાય તે માટે યોગ્ય દિલાસો, હિંમત આપ્યા કરે છે, તેને ફીકરચિંતા છોડી દઇ આનંદમાં રહેવાનું ફરમાવે છે. પરિણામે તે ઘણા દરદીઓનાં દરદોનો અંત લાવે છે. ઘણાના છૂપા કે પ્રગટ અંતરના આશીર્વાદ મેળવે છે અને તેથી તે આ ભવ કે પરભવમાં સુખી થાય છે. પોતાના ધંધામાં યશસ્વી અને વિજયી બને છે. આવી વિચારણા, આવી સાવચેતી ન રાખે તો ઘણા દરદીઓનાં દરદો વધે છે, તેના ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જાય છે અને તેનો ધંધો ચાલી શકતો નથી; એટલે પરિણામે તે ધંધાદ્વારા તેણે જે લાભ મેળવવો ધારેલો હોય તે લાભ તે મેળવી શકતો નથી.

૩ વ્યાપારી દેશાવરથી માલના ભાવ મંગાવ્યા કરે છે, તે ઉપર ધ્યાન આપી માલનો સંગ્રહ કરે છે અથવા વેચે છે. માલની કઇ જાત ગ્રાહકોને પસંદ પડે છે, લોકોનું કઇ તરફ વલણ છે, તેનો તે વિચાર કરે છે. પોતાનો ખર્ચ અને માલનું પડતર વગેરે ધ્યાનમાં રાખી માલ વેચે છે. અમુક બાબતમાં કદી ભૂલ થાય તો ત્યાંથી ચેતી ફરી તેવી ભૂલ ન થાય તે માટે બહુ ધ્યાન આપે છે. ગ્રાહકોનું માન સાચવે છે, મીઠા શબ્દોથી સંતોષ આપે છે, નવી નવી તરાહ બતાવી તેઓનું માન આકર્ષવા પ્રયત્ન કરે છે, તેમાં તે કંટાળો ખાતો નથી. પોતાના વ્યાપારમાં ખોટ આવે છે કે નફો મળે છે, તે તપાસ્યા

કરે છે. અનીતિ અન્યાયથી કદી જય નથી, જય મળે તો મોંઘો પડે છે, એમ વિચારી પ્રામાણિકતાનો પંથ છોડતો નથી, બાળક કે વૃદ્ધ કોઇને પણ વિશ્વાસ આપી છેતરતો નથી અને પરિણામે તે વ્યાપારથી સારૂં કમાય છે અને સુખી થાય છે. અંતરમાં સંતોષ આનંદ અનુભવે છે અને જગતમાં વિશ્વાસપાત્ર થાય છે. પણ એથી ઉલટી રીતે વિચાર વગર–સાવધાની રાખ્યા વગર વ્યાપાર ચલાવે તો દુકાનમાં માલ ભરાઇ જાય છે, પડયો રહે છે, ખોટ આવે છે, ગ્રાહકો દુકાને ચ્હડતા નથી, લોકોનો વિશ્વાસ ગુમાવે છે, હૃદયમાં ફીકર પેસે છે, ધંધો ચાલતો નથી, વ્યાપારનો હેતુ સિદ્ધ થતો નથી, લેણદારો હેરાન કરે છે, માલ હરાજીમાં મૂકી દઈ અગર ચાલુભાવે કાઢી નાખી વ્યાપાર બંધ કરવો પડે છે; કદાચ પાઘડી ફેરવવા જેવો પણ વખત આવી જાય છે.

૪ ટ્રેઈનના ગાર્ડને કેટલી હદમાં ટ્રેઈનને લઇ જવાની છે તથા તેને અંગે પોતાની શી શી ફરજો છે, તેની વિચારણા હોય છે. ટ્રેઇનને કયાં કયાં, કેટલો ટાઇમ રોકવી, ઉતારૂઓની હાનિકારક ગફલતો કેવી રીતે અટકાવવી, તેનો તે વિચાર કરે છે. ડબ્બાઓ તથા તેનાં બારી બારણાં વ્યવસ્થિત છે કે નહિ, તે તપાસતો રહે છે–તેને સહિ-સલામત સ્થિતિમાં મૂકે છે. પોતાને સોંપાયેલા માલનાં પાર્સલો વગેરેને સુરક્ષિત સ્થિતિમાં ગોઠવે છે. તે જ્યાં જ્યાં ઉતારવાનાં હોય ત્યાં ત્યાં તે યાદ રાખી ઉતરાવે છે. રાત્રિના

વખતે તે અખંડ જાગૃતિ રાખે છે. આ બાબત તેને વિચાર ન હોય, સાવચેતી ન હોય તો ટ્રેઇનને મોડી લઈ જતાં તે દંડને પાત્ર બને છે. પાર્સલોની ગેરવ્યવસ્થા થાય છે; ટ્રેઇન તથા ઉતારૂઓને નુકશાન પહોંચે છે. પરિણામે ગાર્ડ તરીકેની પોતાની નોકરીને માટે અયોગ્ય ઠરતાં તેને ઘેર બેસવું પડે છે. ગાર્ડની નોકરીમાં કુશળતા મેળવી ઉંચી હદે પહોંચવા ધારેલું હોય તેમાં નિષ્ફળતા મેળવે છે–નાસીપાસ થાય છે.

૫ સ્ટીમરના કેપટનને તો બહુજ સાવધતા રાખવી પડે છે. તે સ્ટીમરમાં પોતાનું સ્થાન છોડી શકતો નથી. દરીયામાં કયે રસ્તે ખરાબા, ખડકો આવે છે તે તે જાણે છે. તે વખતે સ્ટીમરને સલામતીભરેલીરીતે કેમ પસાર કરવી, તેના વિચાર તેને ચાલુ હોય છે. સ્ટીમરની સમતોલ-સ્થિતિ રહે તે રીતે માલને ગોઠવાવે છે. અમુક વખતે સઢ ચ્હડાવે છે, અમુક વખતે ઉતરાવી નાંખે છે. સૂક્ષ્મ-દર્શક યંત્રનો વખતોવખત ઉપયોગ કરી દૂર દૂર દિશાઓ જોયા કરે છે. પ્રતિકૂળ પવન હોય કે તોફાન જેવું જણાય ત્યારે અતિ સાવચેતીથી સ્ટીમરનું રક્ષણ કરે-છે, ઉતારૂઓને સૂચના આપ્યા કરે છે. આમાં પ્રમાદ કરે તો સ્ટીમર આડે રસ્તે ચ્હડી જાય છે અને ખડક સાથે અફળાઇ જોખમાય છે, ઉતારૂઓના જાનમાલને હાનિ પહોંચે છે. પોતે અધવચ રહે છે, ધારેલે સ્થાને

પહોંચી શકતો નથી. કાં તો પોતે સમુદ્રમાં ઝંપલાવે છે અગર જીવતો રહે છે તો માલીકને મ્હોં બતાવી શકતો નથી. કેપટનના હોદ્દા ઉપરથી, ઉંચે હોદ્દે ચ્હડવાના તેના મનોરથો મનમાંજ રહે છે અને પશ્ચાત્તાપમાં જીવન પૂરૂં કરવું પડે છે.

૬ રસોઇના કરનારને કઈ કઇ વસ્તુ કેવી રીતે બનાવવી તેનું જ્ઞાન હોય છે. તાપ વધારે કે ઓછો રાખવો તે તે વિચારે છે. રસવતી પકવ થવા માટે ચૂલા ઉપર કેટલો વખત રાખવી તે તે જાણે છે. પાકી ગઇ કે કાચી રહી તેની તપાસ કરે છે. અધિક ચ્હડી ન જાય કે અપ-કવ ન રહે તેને માટે સાવચેતી રાખે છે. કણુક બાંધતી વખતે પાણી નાખતાં લોટનું પ્રમાણ વિચારે છે. મસાલો નાખતી વખતે વસ્તુનું પ્રમાણ ધ્યાનમાં રાખે છે. રસવતીનાં ભાજનોમા રજ કે જીવજંતુ ન પડે, તેને માટે ચૂલા ઉપર ચંદરવો બાંધે છે અને ભોજન ઢાંકી રાખે છે. ચંદરવાનું સ્થળ તથા વાસણો સાફસુફ રાખે છે, તેને કલાઇ કરાવ્યા કરે છે અને આ રીતે સુંદર રસોઇ જમાડી જમનારના આશીર્વાદ મેળવે છે. આ બાબત બેદરકાર રહે, પાકશાળા છોડી આમતેમ ફર્યા કરે તો વસ્તુ બગડે છે, બળી જાય છે, ગળી જાય છે, ખારી થાય છે કે મોળી થાય છે. જમનારનાં પેટ બળે છે, તેનો ઠપકો સહન કરવો પડે છે. જમનાર તેની

કિંમત કરી લ્યે છે. જો તે રાંધનાર સ્ત્રી હોય તો 'ભાન-વગરની,' 'ફૂઅડ' ના ઉપનામથી સંબોધાય છે, ફરીને કીર્ત્તિ મેળવતાં વખત લાગે છે અને ત્યાં સુધી અપમાનિત સ્થિતિમાં રહેવું પડે છે; વખતોવખત મેણાં ટોણા સહન કરવાં પડે છે.

૭ વકીલ પોતાના અસીલનો કેસ વિચારે છે, બચાવનાં સાધનો તૈયાર કરે છે, ધ્યાનમાં રાખી લ્યે છે અને કોર્ટમાં દલીલ કરતી વખતે સ્મરણશક્તિનો બહુ ઉપયોગ કરી અસીલની તરફેણના મુદ્દાઓ રજુ કરે છે. કેસનું પરિણામ આવતાં સુધી વખતોવખત કેસનાં પાનીયાં ઉથલાવ્યાં કરે છે, ઉંડા વિચાર કરે છે અને અસીલને પણ ઘટતી સલાહ આપ્યા કરે છે. એને પરિણામે કેસ મોળો હોય તો પણ દલીલના બળે વિજય મેળવે છે. અને એવી તૈયારી કે વિચારણાનો અભાવ હોય અથવા દલીલ કરતી વખતે મુદ્દાઓ ભૂલી જાય તો સાચા કેસમાં પણ અવિજયી બને છે, અસીલને નુકશાનીમાં ઉતારે છે. અંતે પોતાના ધંધાને ઝાંખપ લાગે છે અને તેટલાથી, ભૂલ્યા ત્યાંથી ફરીથી ન ગણે તો વકીલાતની લાઇન છોડવી પડે છે, વકીલમાંથી અનુક્રમે મેજીસ્ટ્રેટ કે હાઇકોર્ટના જજ થવાની ઇચ્છા હોય તે મનમાં રાખવી પડે છે અગર ત્યાગવી પડે છે.

૯ સેનાનાયક દુશ્મનનું લશ્કર, બળ વિચારે છે. ક્યાંથી કેવી રીતે છાપો મારવો તે તપાસે છે. પોતાના લશ્કરને

કેવી રીતે ગોઠવવું, પોતાના થોડા ભોગે દુશ્મનના લશ્કરનો વધારે નાશ કેમ થાય તેના તથા સહિસલામત રહેવા માટે ક્યારે પાછું હઠવું તેના ઉપાયો વિચારે છે. રચના ગોઠવે છે, દિવસ અને રાત જય કેવી રીતે મેળવવો, તેનાજ વિચાર ર્ક્યા કરે છે અને લશ્કરને તે પ્રમાણે આદેશ આપ્યા કરે છે. લશ્કર નિરૂત્સાહ દેખાય ત્યારે લશ્કરને મોખરે જઈ ઉત્સાહ–ચૈતન્ય આપ્યા કરે છે. બીજા ઉંઘતા હોય ત્યારે તે તો વિચારનિદ્રામાં પડેલો હોઈ જાગૃતિ સેવે છે અને નવી નવી યુક્તિઓ વિચાર્યા કરે છે. પરિણામે તે વિજયી બની માન મેળવે છે. એથી ઉલટું મગજને તસ્દી ન આપે, મોજશોખમાં પડે, બેદરકાર રહે, અન્ય પ્રવૃત્તિમાં પડે તો પોતાના લશ્કરનો વિનાશ થાય છે, પોતાના રાજાને પાયમાલીમાં મૂકે છે, પોતાનો જીવ જાય છે અગર જીવ લઇને ન્હાસી જવું પડે છે. પાછળથી પકડાઇ પણ જાય છે. ન પકડાય તો નામોશીભરેલીરીતે જીવન ગાળવું પડે છે અને એ રીતે જીવવા કરતાં મરવું સારૂં, એમ ઇચ્છવું પડે છે. થયેલી ગફલતો માટે પશ્ચાત્તાપનો કીડો તેના હૃદયને નિરંતર કોતરી ખાય છે અને ઉંચે દરજ્જે ચ્હડીને સુખી થવાની ઇચ્છાઓ તો તેને સ્વપ્ને પણ આવતી નથી.

આ બધી વ્યાવહારિક બાબતોની વિગતમાં વધારે ઉતરવાનો હેતુ એકજ વાતસિદ્ધ કરવાનો છે. તે એ કે દરેક કાર્ય કરનારને વિચારણા એટલે શા માટે તે કાર્ય

કરે છે—તેનો હેતુ શો ? તે-હોવી જોઇએ, એટલુંજ નહિ પણ તે હેતુ સિદ્ધ થતાં સુધી તે કાર્ય કરતી વખતે જાગૃતિ-સાવચેતી-સાવધાની-સાવધતા પણ હોવી જોઇએ. તોજ તે પોતાનું કાર્ય બરાબર કરી શકે, તેમાં સિદ્ધિ મેળવી શકે. ખરી વાત તો એ છે કે વ્યવહારનાં દરેક કામકાજમાં માણસને વિચારણા હોય છે અને જાગૃતિ પણ હોય છે, એટલે તે બધાં કામો ઓછેવત્તે અંશે પાર ઉતારી શકે છે; પરંતુ ધાર્મિક ક્રિયાઓ કે પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે જીવની વિચારણા કે જાગૃતિ વ્યાવહારિક કામકાજો કે ફરજ બજાવતી વખતના જેટલી બદકે તેથી પણ ઘણી વધારે હોવી જોઈએ. આ હકીકત આત્મકલ્યાણાર્થી જનોના સ્મરણપથ ઉપર લાવવી, એજ આ લેખ લખવાનો હેતુ છે.

હવે આપણે તે બાબતની વિગતમાં ઉતરીએ. આવી બાબતો વાંચીને'બહુ વ્યાજબી વાત છે,લેખ સારો લખ્યો છે, વિચારવા જેવો છે' એટલુંજ બોલી અથવા અન્ય પાસે તેવો અભિપ્રાય જણાવી પોતાનું કાર્ય ખલાસ થયું, એમ માનવાથી બસ નથી. તેટલાથી આપણું હિત થતું નથી પણ ધાર્મિક ક્રિયાઓ કરતી વખતે તેને યોગ્ય વિચારણા અને જાગૃતિ સતત-નિરંતર ચાલુ રાખવી જરૂરની છે. તોજ તે તે ક્રિયાઓ કરવાના હેતુ ફળીભૂત થાય અને તોજ આપણે ઇષ્ટફળની સિધ્ધિ મેળવી શકીએ. અન્યથા ઘાંચીનો બળદ આખો દિવસ ચાલે, છ માસ સુધી ચાલે,

પોતે એમ માને કે 'બહુ આગળ વધ્યો હોઈશ, કેટલેય દૂર નિકળી ગયો હોઈશ,' છતાં જ્યારે મોઢા ઉપરથી શીંકળીઓ છોડવામાં આવે ત્યારેજ તેને માલૂમ પડે કે 'હું તો હતો ત્યાંનો ત્યાજ છું, એક તસુ પણ આગળ વધ્યો નથી.' આવીજ સ્થિતિ ધાર્મિક ક્રિયાઓ જીંદગી સુધી અનાદરપણે, અરૂચિપણે, બેદરકારીથી, વિચારણા કે જાગૃતિ વગર, જેમ તેમ કરવામાં આવે તો આપણી પણ થાય, એ આપણે કદી પણ ભૂલવાનું નથો. આવી દશા આપણી ન થાય, એ માટે આપણે ગંભીરપણે વિચાર કરવા જોઇએ અને તેવા વિચાર એકવાર નહિ પણ વારંવાર કરવા જોઈએ.

ન કરવું એના કરતાં અવિધિએ કરવું સારૂં, એ શાસ્ત્રોક્ત વાતને હું સ્વીકારૂં છું પણ એનો પરમાર્થ એ છે કે અવિધિએ કરનાર ધીમે ધીમે અવિધિમાં સુધારા કરે અને પરિણામે વિધિમાં આવે. પણ તેને માટે વિચારણા કરવી પડે, જાગૃતિ રાખવી પડે. હું અવિધિ કરૂં છું તે ઠીક નથી, મારે હવે તે સુધારવી જોઇએ, એ વાત મન ઉપર લેવી પડે. નહિ કે જીંદગી સુધી અવિધિ કાયમ રહે, તેમાં સુધારો ન કરે, હેતુ પણ ન સમજે. જો એમ થાય તો પછી તેનું ફળ કેવું મળે?તે સ્વયમેવ વિચારી લેવું.

હવે આપણે અનેક પ્રકારની ધાર્મિક ક્રિયાઓ ૧ શા માટે કરવી જોઇએ, ૨ કેવી રીતે કરવી જોઇએ અને ૩ આજકાલ મ્હોટે ભાગે કેવી રીતે થાય છે,તે જરા વિસ્તા-

રથી અનુક્રમે વિચારીએ.

૧ દેવદર્શન—વીતરાગ પરમાત્માના દર્શનનો હેતુ તે મહાપુરૂષનું જીવન વિચારી તેમના ગુણો ક્રમે ક્રમે આપણામાં પ્રગટાવવા, તે છે. દર્શનથી સમકિત પ્રગટે છે અથવા પ્રગટેલું હોય તો વિશુધ્ધ થાય છે. સમકિત એ આત્માનો પહેલો અને અત્યાવશ્યક ગુણ છે. તેના અસ્તિત્વથીજ બધી ધર્મકરણી સફળ થાય છે. તે સમ્યક્ત્વની પ્રાપ્તિઅર્થે દરેક રૂચિવંત આત્માઓએ પ્રાતઃકાળે દ્રવ્યભાવથી પવિત્ર થઇ પ્રથમમાં પ્રથમ હર્ષથી દહેરે જવું જોઇએ. દાતણ પણ પછી જ કરવું જોઇએ. દહેરાસરનું વાતાવરણ અતિ પવિત્ર હોવાથી, આપણે સંસારના આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિતાપથી પીડિત હોઇએ છતાં, દહેરાસરમાં પ્રવેશ કરવાની સાથેજ આપણા તે તમામ તાપ નિર્મૂળ થાય છે અને આપણે પરમશાંતિને અનુભવીએ છીએ. દહેરાસરમાં જઇ પ્રભુની શાંત મુખમુદ્રા બારીકીથી નિહાળવી જોઇએ.તેમના અને આપણા જીવનનો તફાવત વિચારવો જોઇએ.તેઓ પ્રથમ સંસારી હતા તો કયા માર્ગનું અવલંબન કરવાથી-કેવી રીતે સિધ્ધ થયા? અને આપણે હજી સંસારમાં કેમ પરિભ્રમણ કરીએ છીએ? તેનો ઉંડો વિચાર કરવો જોઇએ. તોજ દર્શનનો હેતુ સિધ્ધ થાય.

આજ કાલ બહુધા આખા દિવસમાં ગમે ત્યારે, ગમે તેવી શરીર કે વસ્ત્રની શુધ્ધિ અશુધ્ધિ છતાં, દર્શ-

કરવા જવાય છે. દહેરાસરના બારણા સુધી પહોંચતાં સાંસારિક કામકાજ અને વાતચીત થતી આવે છે. ( એક પંથ ને અનેક કાજની જેમ.)બાદ અંદર જઈ વિવેક વગર દર્શન કરાય છે. મુખ જોયું એટલે દર્શનનું કાર્ય સમાપ્ત થયું મનાય છે. પ્રભુ પાસે જઈ શું બોલવું, તનું પણ પ્રાયઃજ્ઞાન હોતું નથી તો પછી અન્ય વિચારણાની વાતજ ક્યાં રહી? શોભિતો પોશાક કે ઉત્તરાસંગ રાખવાનો વ્યવહાર તો લુપ્ત જેવોજ થઇ ગયો છે. રાજાના રાજા, દેવના દેવ પાસે જવું છે, એ વાતજ ભુલી જવાઈ છે. પછી દર્શનનું ફળ ક્યાંથી મળે? વળી આંગી રચાઈ હોય ત્યારે, 'ચાલો, આજે આગીના દર્શન કરવા જઇએ' એમ બોલાય છે અને જઇને પણ આંગીની રચના નિહાળીને જોવાય છે, તેનાં વખાણ થાય છે. દર્શન આંગીના કે પ્રભુના? એ વાત વિચારવી ઘટે છે.આંગીથી પ્રભુની બાહ્ય-શોભા વધવાથી આપણો આહ્લાદ બહુ વધે છે. તે વખતે પ્રભુના ગુણગ્રામ ઘણા થાય અને સ્થિર ચિત્તે, સ્થિર આસને પ્રભુની સામા બેસી તેમના ગુણોની વિચારણામાં ધ્યાનસ્થ અવસ્થા સ્વીકારાય તો થોડાજ વખતમાં ઘણો લાભ મેળવી શકાય તેમ છે. પણ તે માટે આપણને વિચારણા અને જાગૃતિ હોવી જોઇએ. નહિતર ભવોભવ દર્શન કર્યાં કરીએ અને એવાને એવા રહીએ—મળવો જોઇતો લાભ ન મળે.

૨ **જિનપૂજા**—પ્રભુની પૂજા કરવાનો હેતુ એ છે કે તે

પ્રભુના જીવનનો અભ્યાસ કરી તેમના ગુણોને આપણામાં ધીમે ધીમે ઉતારવા—તે ગુણો પ્રગટ કરવા અને પરિણામે આપણે પ્રભુની જેવા થવું. પ્રભુની પૂજા સાત શુદ્ધિને સમાચરીને કરવી જોઈએ. ૧ પરિમિત જળથી અંગને પવિત્ર કરવું જોઈએ. ૨ વસ્ત્રો કોઈનાં નહિ પહેરેલાં અને સદા ધોયેલાં હોવાં જોઈએ. ૩ મને પ્રભુની પૂજામાંજ—પ્રભુના ગુણની વિચારણામાંજ લીન હોવું જોઇએ. ૪ પૂજાનાં ઉપકરણો—કેશર, ચંદન, પુષ્પ, ફળ, નૈવેદ્યાદિ, સુંદર સરસ પવિત્ર ( બનતા સુધી પોતાનાં ઘરનાં ) હોવાં જોઈએ, તેથી ચિત્ત બહુ પ્રસન્ન રહે છે અને ચિત્તની પ્રસન્નતામાંજ પૂજનનું ખરું ફળ કહેલું છે. ૫ તેમાં વપરાતું દ્રવ્ય ન્યાયથી ઉપાર્જેલું હોવું જોઇએ. ૬ ભૂમિ પવિત્ર હોવી જોઈએ, કચરો જાળાં હોય તે દૂર કરવાં કરાવવાં જોઈએ. આથી આશાતના દૂર થવાથી મન બહુ પ્રફુલ્લિત થાય છે. ૭ તે ઉપરાંત દશ ત્રિક, પાંચ અભિગમ* વગેરેને પણ બરાબર સાચવીને વિધિપૂર્વક પૂજા કરવી જોઇએ. આઠપડો મુખકોશ બાંધવો જોઇએ, પ્રભુના ગુણની વિચારણામાંજ લીન થવું જોઈએ; દિવસાનુદિવસ પોતાના અવગુણ ઘટાડતાં અને ગુણો વધારતાં આગળ વધવું જોઇએ, તે તરફ લક્ષ્ય આપવું જોઇએ. આ પ્રમાણે સાત શુદ્ધિ સાચવી દ્રવ્યભાવથી શુદ્ધ થઈ પૂજા કરવાથી પોતે

* દેવવંદન ભાષ્યમાં જોવું.

પ્રભુ જેવા થવાય છે. વિધિમાં સંગીનતા હોય તેટલીજ ફળમાં સંગીનતા આવે છે.

આજ કાલ બહુધા ન્હાવાની જગ્યા ચોકખી છે કે લીલ ફૂલવાળી ? તે તરફ દુર્લક્ષ્ય અપાય છે અને એક ઠેકાણે ઉપરા ઉપર એક પછી એક ન્હાય છે. પાણી વધારે વાપરવામાં આનંદ અને ઓછું વાપરવામાં સ્થાનકવાસીપણું મનાય છે. ન્હાવાનું પંચીયું (દિશાએ ગયેલું) અપવિત્ર હોય છે. પંચીયાના છેડાનો ટુવાલ તરીકે ઉપયોગ થાય છે, એટલે શરીરનો ઉતરેલો મેલ ફરી શરીર ઉપર ચોપડાય છે. કોઈ કોઇ અજ્ઞાનીઓ દેરાસરનાં પૂજાનાં કપડાંથી અંગ સાફ કરે છે. ધોળગી અને લુગડાં વ્યવસ્થા વગરનાં તથા ઘણાનાં પહેરેલાં, પરસેવા અને વાસંચારથી મલિન થયેલાં હોય છે. મુખકોશ જેમ તેમ બાંધેલો હોય છે. કેશર ચંદન દેરાસરનું, ગોઠીઓએ જયણા વગર ઘૂંટેલું, મેલું, પાતળું કે જાડું હોય છે. દશ ત્રિક કે પાંચ અભિગમ વગેરેમાં પ્રાયઃ કોઈ સમજતું. નથી અગરબત્તીની ઝીણી કટકીને સળગાવી પ્રભુના મુખ સુધી લઇ જવાય છે. સાથીઓ કરવાનો ખર્ચ પોષાતો નથી અથવા અલ્પ ચોખા, એલચીદાણા કે સાકરની કટકીઓનું નૈવેદ્ય તથા લવીંગ, કમરકાકડી કે વીણી કાઢેલી ઝીણી બદામ જેવાં ફળ ધરાય છે અને અક્ષયપદ, અણાહારીપદ અને મોક્ષફની માગણી થાય છે. જાણે તે પદ સોંઘુ ન હોય !

પૂજાના આઠ પ્રકાર કોઇ વિરલજ આચરે છે. બાકી તો ન્હવાય છે, ધોતીયું ધોવાય છે અને એક પાઇના અર્ઘ વગર ચંદન અને અગરબત્તીથી બે પ્રકારી પૂજા કરી, ખમાસમણુ દઈ, નવકારવાળીના પારા ફેરવી રસ્તે પડાય છે. હેતુના જ્ઞાનનો બહુધા અભાવ છે. પ્રભુના જીવનનો અભ્યાસ કરવાની ફુરસદ નથી તો પછી તેમના ગુણો વિચારવાનું તો કયાંથી બને? નવો વર્ગ તો ઘેર ન્હાઈ ફક્ત દર્શન કરવા તરફ વલણ ધરાવે છે. વડિલો તેને આ બાબત કંઇ કહેતા નથી અગર કહી શકતા નથી. આ સ્થિતિ જિનપૂજાની છે. પૂજા કરવામાં જે માણસ નવોજ દાખલ થાય તેને માટે આટલું પણ ઉપકારક છે. ભવિષ્યમાં તે સમજણ-પૂર્વક, વિધિપૂર્વક, આદરપૂર્વક જિનપૂજા કરશે એ અપેક્ષાએ જિનપૂજાના કક્કા ઘૂંટવા સારા છે; પણ કક્કા ઘૂંટનાર વિદ્યાર્થી ક્રમે ક્રમે પ્રયત્ન કરી આગળ વધતોજ જાય છે, અણ-સમજુ મટી સમજુ થાય છે, તેમ જિનપૂજાને અંગે થવું જોઈએ. જીવન પૂરૂં થતાં સુધીમાં તો તેના જીવનમાં આશ્ચર્ય-કારક ફેરફાર, સુધારો થવો જોઈએ; નહિ કે જેથી બાલ્યા-વસ્થા તેવી વૃદ્ધાવસ્થા. પ્રથમ ગુણહીનતા અને પછી પણ ગુણહીનતા રહે તો પૂજ્યની પૂજા કરીને શું મેળવ્યું તે વિચા-રણીય છે; કારણ કે શાસ્ત્રકાર કહી ગયા છે કે 'પૂજક જિન-પૂજાથકી, પૂજ્ય બરાબર થાય.'

૩ સામાયિક—સમતા પ્રાપ્ત કરવા માટે—અનુકૂળ

પ્રતિકૂળ પ્રસંગે, ઇષ્ટાનિષ્ટ નિમિત્તે જીવ પોતાની સમસ્થિતિ–હર્ષ ખેદવગરની સ્થિતિ જાળવી રાખે, મનનું સમતોલપણું ન ગુમાવી બેસે, તે માટે–સામાયિકની ટેવ પાડે છે–તે કરવામાં આવે છે. સામાયિક કરવાનો આ હેતુ છે. સામાયિક લઈ વાંચવા ભણવામાં, ભણેલું સંભારી જવામાં, ધર્મચર્ચા કરવામાં અથવા સ્થિર ચિત્તે, સ્થિર આસને અને સ્થિર દૃષ્ટિએ નવકારવાળી ગણવામાં બે ઘડી ગાળવી જોઇએ. આત્મચિંતન કરવું જોઇએ. સ્વાધ્યાય કરવાથી સામાયિકનો હેતુ સચવાય છે, તેને અંગે આખો દિવસ વિચારણા રહ્યા કરે છે અને તે સમતા પ્રાપ્ત કરાવી આપવામાં પ્રબળ સાધનરૂપ થાય છે.

આજ કાલ કેટલાએક સામાયિક સવારમાં વ્હેલું અંધારામાં કરે છે એટલે તેઓ વાંચવાભણવાનો લાભ લઈ શકતા નથી. દિવસે કરનાર પણ ઘણે ભાગે નવકારવાળી ગણવામાં અને છંદ વગેરે જે આવડતું હોય તેજ બોલી જવામાં તથા ચૈત્યવંદન કે કાઉસ્સગ્ગ કરવામાં સામાયિકનો વખત પૂરો કરે છે. આ જો કે સારૂં છે પણ સ્વસ્થાનથી આગળ વધી ઉન્નતિને પહોંચવા માટે તો આત્માનો સમતા ગુણ ક્રમે ક્રમે વધવો જોઇએ. નિત્ય સામાયિક કરનારમાં વૃદ્ધ ઉમરે તો સમતા ઘણી આવી જવી જોઇએ. સામાયિક કરતાં કાળા મટીને ધોળા થાય પણ ક્ષમા રાખતાં ન આવડે, કોઈ હિતની વાત કહે તો ન ખમાય, ખાવાપીવામાં કે પહેરવા ઓઢવામાં જરા પ્રતિકૂળતા થઇ હોય તો ફફડી ઉઠે,

ઉશ્કેરાઇ જાય અને અનુકૂળતા હોય, તો પ્રસન્ન થાય, આનંદ માને, કોઈ વખાણ કરે તો ફૂલાઈ જાય. આવી સ્થિતિવાળા જીવોએ સામાયિકો કરી સમતાગુણને કેટલો કેળવ્યો તે વિચારવું જોઈએ. વૃદ્ધાવસ્થાએ તો પુદ્ગલાનંદીપણું ઘટવું જોઈએ અને આત્માનંદીપણું વધવું જોઈએ. સ્ત્રીઓ તો સામાયિક લઈ મ્હોટે ભાગે નિંદાવિકથામાંજ કાળ ગાળતી જોવાય છે. તેઓ તો લાભને બદલે કદાચ હાનિ પ્રાપ્ત કરતી હશે. આ સ્થિતિમાં સુધારો થાય તોજ સમતા પ્રાપ્ત થાય, તોજ મનની અડોલસ્થિતિ ટકી રહે અને તોજ પરંપરાએ વીતરાગદશાની પ્રાપ્તિ થાય; કેમકે સમતા અને વીતરાગદશા એકજ વસ્તુ છે. સામાયિકમાં અંશે વીતરાગદશા હોય છે, જ્યારે કેવળી ભગવાનને તે પૂર્ણ અંશે હોય છે. વીતરાગદશાનો અનુભવ સામાયિકથી થાય છે, તેથી તે કેટલી ઉત્તમ વસ્તુ હશે ? સામાયિક કરનારે આ વાત ધ્યાનમાં રાખી, સામાયિકની ક્રિયામાંથી યદ્વા-તદ્વાપણું કાઢી નાખી, વખતોવખત સમતાગુણનું પરિશીલન કરતા રહેવું જોઈએ. તોજ સામાયિકનો હેતુ સિદ્ધ થાય.

૪ પ્રતિક્રમણ–કરેલાં પાપથી પાછા ફરવા માટે અને ફરી તેવાં પાપ ઓછા બંધાય, છેવટે બિલકુલ ન બંધાય તે માટે પ્રતિક્રમણ કરવામાં આવે છે. પ્રતિક્રમણ કરવાનો આ હેતુ છે. જેવા મલિન અધ્યવસાય પાપ બાંધતી વખતે આવ્યા હોય તેવાજ બલ્કે તેથી પણ ઘણા વિશુદ્ધ અધ્યવસાય

પ્રતિક્રમણ કરતી વખતે આવે ત્યારેજ તે પાપથી મુક્ત થવાય છે. અન્યથા પ્રતિક્રમણ કર્યા છતાં જોઇએ તેવું પાપથી છૂટી વિશુધ્ધ થઇ શકાતું નથી. પ્રતિક્રમણ કરનારમાં, સૂત્રોનો ક્રમ જે વિધિમાં ગોઠવવામાં આવ્યો છે તેના હેતુનું જ્ઞાન, જરૂર હોવું જોઇએ. સાથે સાથે તેના અર્થનું જ્ઞાન પણ હોવું જોઇએ. પ્રતિક્રમણ પ્રાયઃ ઉભા ઉભાજ કરવું જોઇએ અને એક જણ ભણાવે તે વખતે બીજાઓએ મનમાં ધારવું જોઈએ જેથી ઉપયોગની એકાગ્રતા રહે. જ્યાં જ્યાં નમસ્કાર કરવાનાં સ્થળો આવે ત્યાં ત્યાં બહુમાનપૂર્વક નમસ્કાર કરવા જોઈએ. ક્ષમા આપવા લેવાની વાત આવે ત્યાં ક્ષમા આપવા લેવાનો વિધિ આદરવો જોઈએ. વાંદણાં આદરપૂર્વક દેવાં જોઇએ. સૂત્રો ઘણાજ શુધ્ધ ઉચ્ચારથી બોલવાં જોઈએ, કારણ કે તે પ્રાયઃ મંત્ર જેવાં પરમ આમ્નાયવાળાં છે. આખા પ્રતિક્રમણ વખતે વૈરાગ્યભાવ તથા પશ્ચાત્તાપ ચાલુ રહેવો જોઇએ. (કદાચ તેથી અશ્રુપાત પણ થાય.) સ્તવન, સજઝાય ભક્તિ તથા વૈરાગ્યથી સ્થિરતાએ કહેવાં અગર સાંભળવાં જોઇએ. બે હાથ જોડેલા હોવા જોઇએ અને દૃષ્ટિ સ્થાપનાચાર્ય ઉપરજ રાખી પ્રતિક્રમણ બાબતના ગહન વિચારમાં પડી જવું જોઈએ. પ્રતિક્રમણનાં સૂત્રો પરમ ઔષધિતુલ્ય હોઈ આપણા ભાવરોગને ચોક્કસ મટાડનાર છે, એવી તેમાં આપણને અડગશ્રદ્ધા હોવી જોઈએ. પ્રતિક્રમણ પ્રમાદરહિ-

તપણે, સ્થિરતાએ અને તેના ટાઇમે કરવું જોઇએ.* આટલી વિગત ઉપરથી સમજાશે કે પ્રતિક્રમણ એક ઘણી ઉંચી ચીજ છે અને ભાગ્યવાન્ આત્માઓજ તેને યથાવિધિ આચરી યથાર્થ લાભ મેળવી શકે છે.

આજ કાલ આવા ક્રિયાકારકો ઘટી ગયા છે. જુની વ્યક્તિઓનાં અવસાન થતાં તેનાં સ્થાનો પ્રાયઃ નવા ક્રિયાકારકોથી પૂરાતાં નથી. વ્યવહારમાં આપણે ભૂલ કરીએ અને તે જાણવામાં આવે ત્યારે આપણે તેના માટે પશ્ચાત્તાપ કરીએ છીએ અને ફરી તેવી ભૂલ આપણાથી ન થાય તેને માટે સાવચેત રહીએ છીએ. પણ પ્રતિક્રમણ વખતે તેવી સાવચેતી રહે છે ? કે એક તરફથી પ્રતિક્રમણ કરાય છે અને બીજી તરફથી પુનઃ ઘેર જઇ પાપ ચાલુ રખાય છે ? પ્રતિક્રમણ કરતી વખતે કઇ કઇ ભૂલો વિચારી, પશ્ચાત્તાપ કરી, તેવી ભૂલો ન કરવાનો નિર્ણય કર્યો ? અથવા ભૂલો

* પૂજા સામાયિક પ્રતિક્રમણ વગેરે દરેક ક્રિયાઓ સ્થિરતાપૂર્વક તથા ચોક્કસ ટાઇમે અને વચ્ચે ગાળો પાડયા વિના રોજ કરવી. એમ કરવાથી કંટાળો ન આવતાં ક્રિયા આનંદથી થશે. આમાં પ્રમાદ કે ફેરફાર થશે તો ક્રિયામાં વેઠ ઉતારવા જેવું થઇ જશે. પ્રાયઃ આત્મા અનાદિકાળથી પ્રમાદ કરતો આવ્યો છે તેથી તેને પ્રમાદ પ્રિય લાગે છે. તેથી એક વાર પ્રમાદ થતાં ફરી ફરી પ્રમાદ થશે. કેમકે પ્રમાદનો સ્વભાવ પ્રમાદ વધારવાનો છે માટે ભૂલેચૂકે પણ તેને આદર આપવો નહિ.

યાદ આવી હતી? પશ્ચાત્તાપ થયો હતો? સ્થિરતા, વૈરાગ્ય, ઉંડી વિચારણા, હેતુ તથા અર્થનું જ્ઞાન, એ માંહેલું શું શું ચાલુ હતું? તેવું જ્ઞાન મેળવવા જિજ્ઞાસા થાય છે? પ્રયત્ન કરાય છે? આ બધા પ્રશ્નોના ઉત્તર વાચકે સ્વયં-પોતાની જાતનેજ પૂછીને મેળવવા જેવા છે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો આને અંગે બહુ શોચનીય સ્થિતિ છે. પ્રતિક્રમણ પ્રાયઃ બેઠા બેઠા થાય છે. ચરવળાનો ઉપયોગ લુપ્તપ્રાય થયો છે. અનાદરપણે જલ્દી જલ્દી સૂત્રો ગગડાવી જવાય છે. અજાયબ જેવું એ છે કે પ્રતિક્રમણ થોડા ટાઈમમાં કરાવે તેની હુશિયારી વખણાય છે અને વધારે ટાઇમ લગાડે તે લોકોને ગમતું નથી, ત્યાં લોકો થોડા આવે છે. મનની ચંચળતા રહે છે અને વાંદણું કેટલામું છે? અમુક કાઉસ્સગ્ગ કર્યો કે નહિ? થોય કેટલામી આવી? તેનું વિસ્મરણ થઈ જાય છે અને બીજાને પૂછવું પડે છે. અને તેને પણ સ્મૃતિ હોય તો કહે, નહિતર 'અંધો-અંધ પલાય' જેવું ચાલ્યું જાય છે. પ્રતિક્રમણ કરનાર આ રીતે પ્રતિક્રમણ કરે તેના પાપ શી રીતે ખપે? નવાં પાપ બાંધતાં અટકવાના વિચાર ક્યાંથી આવે? એ ખાસ વિચાર કરવા જેવી બાબત છે. આવી સ્થિતિ જોઇ નવા જમાનાવાળાની શ્રદ્ધા એ પવિત્ર ક્રિયા ઉપર ચ્હોંટતી નથી અને તેમના ઉપર ઉપકાર કરી શકાતો નથી. નવા જમાનાવાળા વર્ગે પણ ક્રિયાકારકોના દોષ જોઇ પવિત્ર ક્રિયાઓના દોષ કાઢવાની જરૂર નથી. ક્રિયામાર્ગ તો ચિંતામણિ રત્ન સમાન હોઈ શ્રદ્ધાપૂર્વક

આદરવા જેવો છે. ત્યાગીવર્ગ આ બાબત બહુજ ધ્યાન આપે, એ રસાયણનો સ્વાદ જનસમૂહને ચખાડે, વ્યાખ્યાન વખતે તે બાબતને ખૂબ ઊહાપોહથી ચર્ચે, રસોત્પાદકપદ્ધત્તિથી તે ક્રિયા આચરી જનમન આકર્ષે, તોજ આમાં સુધારો થાય, તોજ રસ આવે; તોજ પાપ ખપે અને નવાં પાપ ઓછાં થાય, ઘટી જાય અને લોકો સાચા અર્થમાં ધર્મી બને. શ્રાવક એટલે પાપ ન કરે, જૂઠું ન બોલે, કોઇનો આત્મા ન દુભાવે, દગાપ્રપંચથી કોઇને ન છેતરે, કોઇના વિશ્વાસનો ઘાત ન કરે, એવી જે માન્યતા અન્ય ધર્મીમાં હતી તેની પુનઃ સ્થાપના થાય. હાલ તો શ્રાવક માટે જૈનેતરો હલકો મત ધરાવતા સંભળાય છે કે જેની વિગતમાં ઉતરવા મન વધતું નથી. ઉભયટંક પ્રતિક્રમણ કરનારના જીવનમાં વૃધ્ધાવસ્થાએ અદ્ભુત પરિવર્ત્તન થઈ જવું જોઇએ. પાપ કરતાં તેનો આત્મા કંપવો જોઈએ. આજ કાલ બહુધા એવા ( ઉભયટંક પ્રતિક્રમણ કરનાર ) સ્ત્રીપુરૂષોની દિનચર્યા તપાસીએ તો હર્ષ થાય તેવું નથી. મુમુક્ષુ આત્માએ-કર્મથી છૂટવા ઇચ્છનારે આ બાબત બહુજ વિચારવા જેવી છે.

૫ પોસહ—ધર્મની પુષ્ટિને માટે—આત્માના જ્ઞાનાદિ ગુણો ખીલે, પોષાય, વૃદ્ધિ પામે, તેમાં શ્રદ્ધા, વિવેક અને સદાચાર પ્રગટે, એ હેતુ માટે પોસહ કરવામાં આવે છે. તેટલા માટે એક દિવસ ઘર, કુટુંબ, વ્યાપાર વગેરેને, ટૂંકામાં કહીએ તો સંસારમાત્રને ભૂલી જઇ પોસહ આ-

ચરવો જોઇએ. તે દિવસે મીનીટે મીનીટ ધર્મધ્યાનમાં, આત્મવિચારણામાં ગાળવી જોઇએ. તે દિવસને ધન્ય—કૃતાર્થ માનવો જોઇએ. ત્યાગીઓને ( મુનિવરોને ) તો સદાને માટે પોસહજ છે. પોસહમાં રહેલા ગૃહસ્થો કે ત્યાગીઓ સ્વગત વિચારે કે 'ગુણસ્થાનમાં અમારૂં સ્થાન ક્યાં છે? અમારો આત્મા પોતાના પ્રયાણમાં આગળ વધે છે કે પાછળ હઠે છે? કોઇ અમને હિતાર્થે કંઈ કહે છે ત્યારે તેનો ગુણ લેવાય છે કે તના ઉપર ગુસ્સે થવાય છે? કોઇ અમારી પ્રશંસા કરે છે ત્યારે હર્ષ થાય છે કે પોતાની ખામીઓ નજર આગળ તરી આવતાં શોકના નિઃશ્વાસ નિકળે છે? તથા મુખમાંથી એવા ઉદ્‌ગારો બહાર નિકળે છે કે 'માફ કરો, અમારામાં હજી ઘણી ખામીઓ છે?' આહારમાં અનુકૂળ પ્રતિકૂળ પદાર્થો મળે ત્યારે આત્માનો સમભાવ ટકી રહે છે કે હર્ષ ખેદ થાય છે? ઘણીવાર સારાં સારાં ભોજનો જમ્યાં હવે તેના ઉપર કંટાળો આવે છે કે જાણે કોઇવાર સારૂં જમ્યાજ નથી, એવી સ્થિતિ જમતી વખતે થઇને ગળા સુધી આહારાય છે? જીવનને ટકાવી રાખવા માટે આહાર કરાય છે કે ઇંદ્રિયનાં સુખને માટે, શરીરને મસ્ત બનાવવા માટે? સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરવાનું મન થાય છે કે ફક્ત સાદાં વસ્ત્રોથી જીવનનિર્વાહ થાય છે? ભોગવિલાસ ક્યાં સુધી? સુખશીલતા ક્યાં સુધી? દ્રવ્યમોહ ક્યાં સુધી? જીવન શા માટે જીવવું? નિવૃત્તિ-પરાયણ ક્યારે થવું? કર્મગ્રંથના અભ્યાસીઓ કઈ કઇ

પ્રકૃતિઓ પોતાને ઉદયે વર્તે છે? એના ઉપરથી કયું ગુણસ્થાન અમને હોવું જોઈએ એનો વિચાર કરે છે? (કર્મગ્રંથના અભ્યાસનું એજ ફળ છે.)સર્વસંયમી મુનિને તો આવી વિચારણા સદાને માટે ચાલુજ હોય, દેશસંયમીને એવી વિચારણા પોસહમાં તો જરૂર હોય અને વિચારણાને અંતે ઉભયવર્ગ વિવેકવાળું વર્ત્તન રાખે. તોજ આત્મધર્મની પુષ્ટિ થાય, તોજ પોસહનો હેતુ સિદ્ધ થાય. શ્રાવક શ્રાવકની ક્રિયા કરે અને મુનિ મુનિની ક્રિયા કરે પણ આવી કશી વિચારણા ન રહે તો પ્રાપ્તસ્થાનથી કોઈ એક તસુ પણ આગળ વધી શકે નહિ. કદાચ તે તે સ્થાનથી પાછા હઠે-હેઠા પડે. ઉભયને આત્મરાજ્ય (સ્વરાજ્ય) મેળવવું છે તો વિચારણા અને જાગૃતિ સાથે તેને અનુકૂળ પ્રવૃત્તિ હોવીજ જોઇએ.

આજ કાલ તો કવચિત્ પોસહ થાય છે. તેમાં પણ જે દિવસે શ્રીમંતોએ ભક્તિ કરવા ગોઠવણ કરેલી હોય છે તે દિસસે પોસાતીઓથી ઉપાશ્રય ઉભરાઈ જાય છે. જ્ઞાનીઓએ ક્રિયાઓ આખા દિવસની ઠીક ગોઠવી છે કે જેથી દિવસ પસાર થઇ જાય છે, નહિતર મ્હોટે ભાગે ઉંઘવામાં કે વિકથા અથવા હાસ્યવિનોદ કરવામાંજ વિશેષ વખત જાત. પોસહમાં ગમે તેમ બેસાય છે, ઉઘાડે મુખે બોલાય છે, અહીં તંહીં આંટા મરાય છે-ફરાય છે, બહાર જતી વખતે કાંમળને બદલે કટાસણાં ઓઢાય છે, ચાલતી વખતે રસ્તા ઉપર દૃષ્ટિ રહેતી નથી; સાવદ્ય નિરવદ્ય ભાષાનો વિવેક સચવાતો નથી, ગમે ત્યાં લીંટ બળખા કઢાય છે,

માત્રાં બાબતના વિધિનું પ્રાયઃ જ્ઞાન હોતું નથી એટલે તેમાં જેમ તેમ વર્તાય છે અને એમ કરતાં કરતાં દિવસ પૂરો થાય છે. પોસહ પારતી વખત ફરી સંસારમાં જોડાવું પડશે તેને માટે ખેદ સાથે આંખમાંથી આંસુ નિકળવાં જોઇએ, તેને બદલે પોસહ પારી ઝટ ઘર ભેગા થઈ જવાય છે. આવ વખતે વિધિરસિક પ્રૌઢ પુરૂષો ફક્ત અરધી કલાક પોસહનો હેતુ તથા તે સિદ્ધ કરવા માટે આખો દિવસ કેવી રીતે પસાર કરવો ? કેમ વર્તવું ? એને માટે ઉપદેશકપદ્ધત્તિએ વિવેચન કરી સૌનું ધ્યાન ખેંચે તથા પ્રમાદ થતો જોતાં ફરી ફરી પણ ધ્યાન ખેંચે અને ક્રિયા વખતે સૌને વિધિમાં જોડે તો પરિસ્થિતિમાં સારો સુધારો થાય. વિચારણા અને જાગૃતિથીજ દેશસંયમ કે સર્વસંયમની સિદ્ધિ થઇ શકે, તોજ ગુણસ્થાનમાં આગળ વધી શકાય, તોજ સંસારથી વ્હેલો નિસ્તાર થાય અને તોજ આત્મરાજ્ય, સ્વરાજ્ય મળે.

૬ **તપ**—અઠ્ઠાઇ કે મ્હોટી તપશ્ચર્યા કરનાર તથા આયંબિલની ઓળી કરનાર બીજે પ્રસંગે ઉપવાસ કે આંબેલ નજ કરે તો તેઓ તે તે તપ શ્રદ્ધા અને ભાવથી કરે છે કે લ્હાવા લેવા માટે ( મેં અમુક અમુક તપશ્ચર્યા કરી છે એમ બીજાને જણાવવા માટે ) કરે છે તે વિચારવા જેવું છે. તેઓને પર્વાદિ દિવસોમાં ઉપવાસ અથવા આંબેલ સુકર હોવાં જોઈએ—સહેજે બનવાં જોઇએ. ઉપવાસ કરનાર આગળ અને પાછળ આહારમાં મર્યાદા ન રાખે તો યથાર્થ લાભ મેળવી ન શકે, શરીર પણ બગડે. માટે એવે વખતે વિવેક

રાખવો જોઇએ. અઠ્ઠાઇ અને તેથી વધારે મ્હોટી તપશ્ચર્યા કરનાર જીવર્ગે પોતાના આત્માને પૂછવું કે 'આ તપ શા હેતુએ થાય છે ?–શા માટે કરવામાં આવે છે ?' જો ઉત્તર મળે કે એકાંત કર્મ બંધનને બાળવા માટે તપ થાય છે' તો તે તપ મહા કલ્યાણકારી છે. જો તે સિવાય બીજો કંઇ ઉત્તર મળે તો તેઓએ બહુ વિચાર કરવો ઘટે છે.

૭ પર્યુષણ—આ પર્વ આવે એટલે કટાસણાં પંચીયાંની ખોળંખોળા થાય. આઠ દિવસ પૂજા, પ્રતિક્રમણ, વ્યાખ્યાન-શ્રવણ વગેરેમાં ઓછી વધારે હાજરી અપાય. યથાશક્તિ તપશ્ચર્યા પણ થાય. પરંતુ આઠ દિવસ પછી સમજુ માણસો તો બની શકે તેટલું ધર્મારાધન કરે છે; કારણ કે તેઓ એમ સમજે છે કે 'ઉત્તમ જીવોને તો સદાને માટે પર્યુષણ હોય છે, આઠ દિવસ તો અતિ સામાન્ય વર્ગ માટે'. પણ મ્હોટો ભાગ લોકરૂઢિ, કુળાચાર પ્રમાણે પર્યુષણ આરાધે છે. આત્મસમીપે વસવું એ પર્યુષણનો પરમઅર્થ છે તેને તે ભલા માણસો જાણતા પણ નથી. જાણે તો આત્મસમીપે વસવું કોને ન ગમે? અને તેથી આઠ દિવસ ભરતીમાં દેખાવ આપી પછી ઓટરૂપ થઈ જાય છે–સો સોને ઠેકાણે પડી જાય છે તેમ ન થાય. પર્યુષણ પછી કોઈ પૂછે કે 'ભાઇ, હવે પ્રતિક્રમણ વગેરે કેમ કરતાં નથી ?' તો ઉત્તર આપે છે કે 'એ તો પર્યુષણ હતાં તેથી કરવું પડતું હતું, કરવું જોઈએ, હવે તો પર્યુષણ ગયાં ! આવતે વર્ષે વાત!' આવા જીવોને પર્યુષણની આરાધનામાં શ્રદ્ધા કે પ્રેમ

હોય તો સદાને માટે ઓછી કે વધતી ધર્મકરણી અવશ્ય ચાલુ રાખે. આઠ દિવસની યોજના તો એટલા માટે છે કે બાળ જીવો આઠ દિવસનું સામુદાયિક પર્યુષણારાધન દેખી ધીમે ધીમે ક્રિયામાર્ગ તરફ રૂચિવાન્ થાય; અને તેથી એ આઠ દિવસની આરાધના કરાવનારે પ્રતિક્રમણ કરાવવામાં તથા વ્યાખ્યાન સંભળાવવા વગેરેમાં બહુ રસ તથા આનંદ આપવા જોઈએ કે જે તેઓને ફરી ફરી યાદ આવ્યા કરે અને એવો રસ લેવા આકર્ષાય. સાથે તેઓને પર્યુષણનો અર્થ, હેતુ સમજાવી કંઈ કંઇ નિયમો પણ આપવા જોઇએ, કારણ કે તેઓનાં મન થોડાં ઘણાં–સ્વાભાવિક આર્દ્ર થયાં હોય તે વખતે નિયમનું ગ્રહણ ખુશીથી થઇ જાય. મહા મંગળકારી તે દિવસો છે.

૮ ભાવના—શ્રાવકની આંતર્દૃષ્ટિ 'સાધુતા ક્યારે પ્રાપ્ત કરૂં ? તે તરફ અને મુનિરાજનું લક્ષ્ય 'સદાને માટે અપ્રમત્ત ભાવ, અપ્રમાદદશા કેમ ટકી રહે ? તે તરફ હોવું ઘટે. આદિમાં વર્ધમાન અને પછી હીયમાન પરિણામ ન હોવા જોઈએ. કષાયનાં નિમિત્તો ઉપસ્થિત થયે જાગૃત થઈ જવું જોઇએ. કહેનાર હિતને માટે કહેતો હોય તો તેનું વચન ઉપકાર માની ગ્રહણ કરવું જોઇએ અને અસત્ય વાત કરતો હોય તો બાળક ગણી હસી કાઢવું જોઇએ, એટલે બન્ને વખતે ગુસ્સો નહિ આવે. કષાયનાં–ઉપાધિનાં નિમિત્તો ઘણાં હોય તો તેની મધ્યમાં રહી સમભાવ ટકાવી રાખવો મુશ્કેલ છે, તેથી તે તે નિમિત્તોજ જેમ બને તેમ

ઓછાં કરવાં જોઇએ અથવા તેથી દૂર રહેવું જોઈએ. જેને આવાં નિમિત્તો ઓછાં હોય તે ખરેખર ભાગ્યવાન્ જાણવો. આત્મકલ્યાણાર્થી જનોએ **येन केन प्रकारेण** પોતામાં સમભાવ ટકાવી રાખવો ઘટે, તે માટે સાવધાન રહેવું ઘટે પણ આજ કાલ તો પ્રાયઃ ઉપાધિઓ વધારવા તરફ લક્ષ્ય રહે છે; નવી નવી ઉદીરણાઓ કરાય છે, જંજાળો ઉભી કરી તેમાં માથું મરાય છે, પંચાતોમાં ભાગ લેવાય છે, તેમાં આનંદ મનાય છે. અનાવશ્યક ઉપાધિઓ વધારવી કે પંચાતોમાં ભાગ લેવો એથી અનર્થ દંડ વિના બીજો શો લાભ મળે ? '**દંડાયે વિણહેતુએ, વળગે પાપ પ્રચંડ**' બાહ્ય ઉપાધિ ઘટે તોજ અંતર ઉપાધિ ઘટે અને તોજ નિરૂપાધિક દશા પ્રગટે. એ નિરૂપાધિક દશા થવી તેનું નામજ ધર્મ. **જે જે અંશે રે નિરૂપાધિકપણું, તે તે જાણો રે ધર્મ.** આ માટે સાવચેત રહેવાય તો સમભાવને ક્ષતિ ન પહોંચે અને સમભાવમાં જીવન પસાર થતાં ઉચ્ચ ગતિના ભોક્તા થવાય અને નિકટમોક્ષગામી થવાય. કોઈ પણ ધર્મવાળો હોય પણ જો તેનો આત્મા સમભાવથી ભાવિત થાય તો જરૂર તે સંસારની જાળથી છૂટે, મુક્તિ મેળવે. આ સંદેહ વગરની હકીકત છે.

૮ **નિયમ ધારવા**—નિયમ ધારવાથી ઇંદ્રિયો ઉપર અંકુશ આવતાં જીવન ધીમે ધીમે સંતોષી બનતું જાય છે. હમેશાં અમુક અમુક વસ્તુઓનો ત્યાગ થતો હોવાથી પછી

તે તે ચીજો વિના નિભાવવું સહેલું થઇ પડે છે, તેવે વખતે મનમાં ઉદ્વેગ થતો નથી, તે વસ્તુઓ તરફ મનજ જતું નથી એટલે સહેજે સંવર થતાં નિર્જરા બની રહે છે. આમાં કષ્ટ કંઇ નથી જ્યારે લાભ ઘણો છે. ખાતાં પીતાં આ લાભ લઇ શકાય છે. નિયમ ધારવાથી જે તે વસ્તુઓ ખાવામાં સંકોચ થાય છે તેથી શરીરે પણ આરોગ્ય રહે છે. પછી ઓછી વસ્તુઓથી ચલાવી શકાય કે નહિ? એવો વિચાર આવતાં તેવી ટેવ પાડવાનું મન થાય છે કે રોટલી અને દાળથી કેમ ન ચાલે? અથાણાં પાપડની શી જરૂર છે? એકથી વધારે શાક શા માટે જોઇએ? વગેરે. અને આવી ટેવને પરિણામે પરિમિત વસ્તુવાળા સાદા ભોજનથી આનંદપૂર્વક નિર્વાહ થાય છે.

આજ કાલ આવા નિયમો ધારનારાજ ઓછા છે. ધારનારા છે તેઓ પ્રાયઃ પોતાની સગવડ સચવાય, અગવડ ન આવે એવી રીતે ધારે છે. આજ ક્યાંઇ જમવા જવાનું છે? કોઇને ત્યાંથી કંઇ વાંસ્તુઓ તો આવવાની નથી? વગેરે વિચારી નિયમો ધારે છે. મનમાં એમ વિચારે છે કે 'ચૂલા વધારે રાખવા સારા, દ્રવ્ય વધારે રાખવાં સારાં. વખતે ક્યાંઇ ચ્હા પીવા જવું પડે, કોઇને ત્યા કંઇ વસ્તુ ખાવામાં આવે અથવા આપણે ઘેર કંઈ આવ્યું હોય તો તેવે વખતે ચૂલા ઓછા રાખી બેઠા હોઇએ કે દ્રવ્ય ઓછાં રાખ્યાં હોય તો મૂંઝાવું પડે.' દ્રવ્ય વીશ રાખતા હોય અને અનુપયોગે વધારે વપરાઇ

જાય તો બીજે દિવસે સાવધાન થઈ પચીશ રાખે પણ વાપરતી વખતે બિનજરૂરી ચીજો ન વાપરે તો દશ બાર દ્રવ્ય પણ પૂરતાં થઈ પડે. પણ તે વિચાર ક્યારે આવે? **ખાનપાનને માટે જીંદગી નથી પણ જીંદગીને માટે ખાનપાન છે,** એવું હૃદયથી સમજાય ત્યારે. આવી સમજણને અભાવે નિયમ ધારવાનો સુંદર હેતુ ન જળવાય એટલે સંતોષી જીવનનો લાભ મળી શકે નહિ. આ બાબતમાં પણ વિચારણા અને યાદદાસ્તની જરૂર છે. તોજ ઉપર લખેલું પરિણામ આવે અને ઇચ્છાનો રોધ થતાં સંવરનો લાભ મળે અને તે પણ કષ્ટ વિના, ખાતાં પીતાં. જ્ઞાની મહારાજે કેવા માર્ગ બતાવ્યા છે, તે વિચારતાં તેમના ડહાપણ તરફ ખરેખર બહુમાન પ્રગટવું જોઈએ કે વગર દોકડાનો, પરિશ્રમ વગરનો, ખાતાં પીતાં સધાય તેવો અને દ્રવ્ય અને ભાવથી આરોગ્ય સચવાય તેવો ધર્મ પણ તેઓએ બતાવ્યો છે! બલિહારી જ્ઞાનીઓની! ધન્ય હો તેમને!

**૧૦ વ્યાખ્યાનશ્રવણ**—વ્યાખ્યાનશ્રવણ કરાય છે પણ મ્હોટે ભાગે આપણા આત્મામાં સુધારો થતો નથી. ઉપાશ્રયમાં જરા સ્મશાનવૈરાગ્ય જેવું થાય છે પણ બહાર નિકળીએ એટલે અન્ય પ્રવૃત્તિમાં ભળી જતાં સાંભળેલું ભૂલી જવાય છે. ઘરે આવી એકાંતમાં બેસી જરા સ્થિરતાથી વિચાર કરીએ કે 'આજે મહારાજશ્રીએ શા શા મુદ્દાઓ ઉપર શ્રોતાઓનું ધ્યાન ખેંચ્યું? અને આપણે તમાંથી આપણી જાતને માટે કેટલું ગ્રહણ કરવા જેવું છે?' અને તેને

નિર્ણય કરી બની શકતો અમલ કરવાની શરૂઆત કરીએ તો જરૂર આપણા જીવનમાં સુધારણા થાય અને વ્યાખ્યાતાના શ્રમનું સાર્થકય થાય. જો કે વ્યાખાતાને તો હિતબુદ્ધિ હોવાથી એકાંત લાભજ છે પણ આપણે પણ લાભ લેવો જોઇએ. શ્રોતાઓ લાભ લે છે, એમ વ્યાખ્યાતા જાણે તો તેમને હર્ષ થાય અને ઉમંગ વધે પણ 'आप कहेते हो हम सुनते हय 'એમ તો નજ થવું જોઈએ.

આજ કાલ તો રસદાયક વ્યાખ્યાનશૈલીવાળા વિદ્વાન સાધુ હોય, તેમનામાં પ્રખરવક્તૃત્વ હોય તો લોકસમૂહ ઠીક જામે છે; છતાં તેવા વ્યાખ્યાતાને પણ પ્રાયઃ હાસ્યરસ તો નિરંતર પોષવો પડે છે, લોકરૂચિને અનુકૂળ થવું પડે છે. બાકી સામાન્ય સાધુઓ તો પહેલેથી પાંચ જણને પકડી વખાણુ સાંભળવા આવવાની બાધા આપે છે, શરત કરે છે ત્યારે તેમનું રગશીયું ગાડું ચાલે છે. તે પણ પર્યુષણ સુધી; પછી તો ઉપાશ્રયમા ઝાકળ પડી જાય છે. આ સ્થિતિ ઠીક નથી. આખા ચાતુમાસ દરમ્યાન મુનિજનોનાં જ્ઞાન તથા સત્સમાગમનો લાભ મેળવવો જોઇએ. કોઈમાંથી દર્શનગુણ, કોઈમાંથી જ્ઞાનગુણ અને કોઈમાંથી ચારિત્રગુણનો કંઈ અને કંઇ અવશ્ય લાભ મળી શકે તેવા મુનિવરો હોય છે, માટે એકલા વકતૃત્વ ઉપરજ મોહિત થવાની જરૂર નથી.

૧૧ જયંતી—દર વર્ષે પૂર્વ મહાપુરૂષોની જયંતીઓ ઉજવાય છે. આ પ્રથા સારી છે, ઉપકારક છે પણ જયંતી

કોની ઉજવવી જોઈએ ? તેમાં વિવેક હોવો ઘટે. દરેક સંઘાડામાં એકજ મૂળનાયકની જયંતી ઉજવવી ઘટે. જયંતીને દિવસે તે મહાપુરૂષોના ગુણાનુવાદ થાય છે, ભક્તજનો આંખોમાંથી આંસુઓ પણ સારે છે પણ પછી શું ? બીજી જયંતી આવે ત્યાં સુધી આખું વર્ષ તે ઉપકારી પુરૂષનું જીવન વિચારાય છે ? તેમના ગુણો ધીમે ધીમે પોતામાં ઉતારવા પ્રયત્ન સેવાય છે ? આનો ઉત્તર જો નકારમાં આવતો હોય તો જયંતીને દિવસે ઉપાશ્રયરૂપ રંગભૂમિ ઉપર, જૂદા જૂદા વક્તાઓરૂપ એકટરો, ગુણાનુવાદ કરવારૂપ પોતપોતાના પાર્ટ ભજવી જાય છે, એટલે આ એક જાતનું રૂડું નાટક ભજવાય છે, એમ કહેવામાં કંઇ અસત્ય ખરૂં ? જયંતી એટલે મહાપુરૂષોનાં જીવન સંભારવાં, તેમાંથી સાર ખેંચવો અને આપણા જીવનમાં સદંશ પ્રગટે, અસદંશ દૂર થાય તે માટે વિચારણા કરી સાવચેત થવું. તોજ જયંતી ઉજવવાનો હેતુ સિદ્ધ થાય, તોજ તે મહાપુરૂષના ઋણમાંથી કોઇ અંશે મુક્ત થવાય, નહિતર તે મહાપુરૂષ સ્વર્ગમાંથી પોતાનું આવું ભજવાતું નાટક જોઇ ગુસ્સે તો ન થાય પણ હસે તો ખરા !

૧૨ **પૂજા ભણાવવી**–દેહરાસરમાં પૂજા ભણાવવી અગર સાંભળવી તેનો હેતુ પ્રભુના ગુણ હૃદયમાં ઉતારવા, ભક્તિરસમાં તરબોળ થવું, જેથી આત્મા પવિત્ર થાય અને

સાચો આનંદ અનુભવે, તે છે. અગાઉ લોકો ઝાંઝ, પખાજથી સામસામા ઝૂઝતા. સમૂહ પણ ખૂબ જામતો. આજની જેમ હારમોનિયમ, દિલરૂબા, સારંગી વગેરે સંગીતનાં સાજનો ઉપયોગ ઓછો હતો. છતાં લોકો વૈરાગ્યમય બનતા, તેમની આંખમાંથી આંસું ઝરતાં. પૂજાઓ મૂળ દેશીઓમાંજ ગવાતી. ( અને મૂળ દેશીમાં ગાવાથી જે આનંદ, ભક્તિ, વૈરાગ્ય આવે છે તે દેશી ફેરવી નાટકીરાગ લેવાથી નથી આવતો, એ અનુભવેલી હકીકત છે. )

આજ કાલ ભોજકો ભાડું લઈ કલાક બે કલાકમાં ભાડુતી પૂજા ભણાવી જાય છે, જે જોઈ–સાંભળી હૃદય બળે છે. છતાં જો કોઇ શ્રીમાને ઓચ્છવમાં સારા ગાયકની ગોઠવણ કરી હોય તો સમૂહ ઠીક જામે છે. પણ તેવે પ્રસંગે ‘ વાહ ! ગાયક સારૂં કામ કરે છે અથવા ગાયકમાં કંઈ દમ નથી’ એમ ગાયકના ગુણદોષમાં ઉતરાય છે. ગાયકને તો પોતાની કુશળતા બતાવવી હોય એટલે તેનું આખું લક્ષ્ય તે તરફજ રોકાયેલું હોય એ સ્વાભાવિક છે, પણ શ્રોતાઓએ તો તેમાંથી ભાવ ખેંચી પોતાને અંગે ઉતારવો જોઈએ. છતાં અહીં પણ યથાર્થ વિચારણાને અભાવે જૂદી જાતની વિચારણા ચાલુ રહે છે. વળી રાત્રે ટોળીઓ ભાવના ભાવતી હતી તેનું સ્થાન ભાડુતી છોકરાઓની ટોળીઓએ લીધું છે. મંડપ શણગારેલો હોય છે, કીટ્સન કે ઇલેક્ટ્રિક લાઇટ ગોઠવેલી હોય છે, સાંમાં

દેરાસરમાં અંગરચનાથી અલંકૃત કરેલા પ્રભુ વિરાજેલા હોય છે અને આગળ ભાવનારસ વગરની, કૃત્રિમ અભિનય કરતી ભાડુતી બાળકોની ટોળી ગાન, નૃત્ય વગેરેના નવા નવા સીન બતાવતી હોય છે. કહો આને ભાવના કહેવી કે જયંતીના સમારંભ કરતા એક વધારે રૂડું નાટક કહેવું? આવા દેખાવથી જો કે શાસનનું રૂડું દેખાતું હશે અગર પેઢીની ઉપજ વધતી હશે એટલે તેને ઠીક ગણીએ પણ આવી ભાવનામાં ભાગ લેનારાઓ પરમાર્થે શો લાભ મેળવતા હશે ? તે વિચારણીય છે. પણ શ્રીમાન્ આવી યોજના ન કરે તો તેનો ઓચ્છવ દીપે નહિ, એટલે વખત પ્રમાણે તેને તેમ ફરજીઆત કરવું પડે છે. અગાઉ પ્રભુના સમવસરણમાં દેવ તથા દેવાંગનાઓ નાટારંભ કરતી. તે પ્રમાણે દેરાસરમાં ભાવિક શ્રાવકો નાટારંભ કરતા. ( ઝાંઝ વગાડવી, નૃત્ય કરવું, એ ભક્તિનો અતિરેક સૂચવે છે, હૃદયમાં ભક્તિરસ સમાય નહિ એટલે ઝાંઝ વગાડવાનું, નૃત્ય કરવાનું સહેજે બને છે અને એથી ભક્તિભાવમાં વધારો થાય છે. ) ત્યાં સુધી સ્થિતિ સારી હતી. હવે તેવી પ્રવૃત્તિઓ ઘટી ગઇ એટલે ભાડુતી ગાયકો તથા મંડળીઓને ગોઠવવી પડે તેમાં શો ઉપાય ? છતાં હજી કેટલેક સ્થળે મૂળ પ્રવૃત્તિ પણ ચાલુ છે અને તે પ્રશંસનીય છે. હવે તો લોકોને રાગો પણ નવા નવા ગમે છે, મૂળ રાગ તરફ ઓછો આદર દેખાડે છે, કારણ કે તેઓ પ્રાયઃ રાગ સાંભળવા આવે

છે, પૂજા નહિ ! રજા ભણાવવી એ ભક્તિનુ ખાસ અંગ છે. રાવણ જેવાએ તો તેથી તીર્થંકર ગોત્ર બાંધ્યું છે. આપણે પણ તેથી સહેલાઈથી લાભ મેળવી શકીએ તેવું છે કારણ કે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ બાળ જીવોને વધારે ઉપકારક છે. પણ સવાલ માત્ર તેને અંગે કરવી જોઈતી વિચારણાનો અને રાખવી જોઈતી જાગૃતિનો છે. તે હોય તો કામ કાઢી લઇએ નહિતર નવા નવા રાગો સાંભળી, તેની સમાલોચના, તેના ગુણદોષની વિચારણા કરતાં કરતાં પ્રભાવના લઈ ઘેર આવીએ; એટલો લાભ તો જરૂર મેળવીએ !

૧૩ **ધર્મકરણી.**—હરેક ધર્મકરણી આત્મસાક્ષીએ કરીએ તોજ તેનો ખરો લાભ મળે. લોકરંજનાર્થે કરીએ તો ફળ હારી જવાય અને ફરી તેવી કરણી કરવાનું પ્રાપ્ત થવું દુર્લભ થાય. કહ્યું પણ છે કે—

**આતમસાખે ધર્મ ત્યાં, લોકતણું શું કામ ?**
**જન મન રંજન ધર્મનું, મૂલ ન એક બદામ.**

છતાં આજ કાલ શું જોવાય છે ? પ્રતિક્રમણ સમુદાય વચ્ચે કરનાર વિધિની કુશળતા તથા તન્મયતા બતાવે અને ગરબડ ગોટા ન વાળે; તેજ જ્યારે એકાંતમાં તે ક્રિયા કરે ત્યારે રંગ જુદો હોય. દેરાસરમાં ઘણા માણસની હાજરીમાં સ્તવન કે પૂજા ગાનાર ભક્તિરસથી ભરપૂર થઈ જાય, કદાચ ગળમળો પણ થઈ જાય અને એકલો હોય ત્યારે જલ્દી જલ્દી ન્હાનું સ્તવન ગાઈ રસ્તે

પડે. સભા વચ્ચે ઘીના ચ્હડાવા બોલાય તે વખતનો જુસ્સો જૂદો હોય ( કદાચ પૈસા આપતી વખતે પશ્ચાત્તાપ થાય કે વિચાર ન કર્યો, બહુ ઘી બોલાઇ ગયું ! ) અને થોડા માણસોમાં શિથિલતા આવી જાય, સેવા બજાવતી વખતે, પરોપકાર કરતી વખતે ઘણા માણસો જાણે તો રસ આવે, અન્યથા થતુ હોય તેમ થાય. વ્યાખ્યાતા જનમન રંજન કરવા પ્રયત્ન કરે, માણસોની ઠઠ જામેલી જોઈ ખીલે. અને થોડા માણસો હોય તો મન વગર વાંચે અગર વાંચવું ન ગમે. સખાવતોનાં પાટીયાં ચ્હોડાય, સભા વચ્ચે કે છાપામાં પ્રશંસા થાય તો સખાવત કરનાર ખુશી થાય, ગુપ્તદાનમાં આનંદ ન માને. કેમ જાણે જનસમૂહ પાસેથીજ લાભ મેળવવાનો હોય અને આત્મસાક્ષીએ કરતાં લાભ ન મળતો હોય ! આવી અનેક બાબતો છે પણ ટૂંકામાં પતાવીએ તો ધર્મકરણીને અંગે આડંબર, દેખાવ કે દંભ ઈષ્ટ નથી. તેથી આત્મહિતૈષી દરેક વ્યકિતએ ઉપરનાં દુહાનું રહસ્ય વારંવાર વિચારવું ઘટે છે. લોકઅભિપ્રાય ઉપર નહિ આકર્ષાતાં જ્ઞાનીઓનાં કથન ઉપરજ દૃઢ વિશ્વાસ રાખવો જોઈએ. પવિત્ર ક્રિયાઓનું ફળ તેમાંજ રહેલું છે.

**૧૪ સત્ વિચારણા**—આત્મહિતાર્થી મનુષ્યે નિરંતર રાત્રે સુતી વખતે દિવસે કરેલાં શુભાશુભ કર્મની વિચારણા કરી જવી જોઈએ. ( મનુષ્યજીવનનો હેતુ શો ? વ્યાપાર ધંધો કરી પોતાનું તથા કુટુંબનું પોષણ કરવું અને છેવટે પાપનો પોટલો બાંધી મરી જવું કે તેવડે ધર્મસાધન કરી

આત્મહિત સાધી તેમાંથી તત્ત્વ ખેંચી લેવું ? તત્ત્વ ખેંચી ન લેવાય અને એશઆરામમાં જીવન પૂરૂં થાય તો મનુષ્યમાં અને પશુમાં ફેર શો ? ) આજે મેં આખા દિવસમાં કેવાં કેવાં કામો કર્યાં ? મનથી અન્યનું ભલું ચિતાવ્યું કે બૂરૂં ? ઉત્તમ જીવોના ગુણો વિચાર્યા ? પોતાની ખામી તપાસી ? ગુસ્સો કેટલી વાર આવ્યો ? અહંકારનો કેટલી વાર ઉદય થયો? કપટનો કેટલી વાર આશ્રય લીધો ? લોભસમુદ્રમાં કેટલીવાર બૂડયો ? વચનથી પ્રભુના કે ગુણી જીવોના ગુણગ્રામ કર્યા કે નિંદાવિકથા કરી ? જૂઠું કેટલી વાર બોલ્યો ? છળપ્રપંચ કરી કોઇને છેતર્યા ? કોઈની સાથે કજીયો કર્યો ? કોઇની ચાડી ખાધી ? કોઇને આકરાં વચન કહી ધમકાવ્યા ? કોઈનું હૃદય દુખાવ્યું ? કાયાથી અયતનાએ વર્ત્તતાં કયા કયા કામમાં જીવહિંસા થઈ ગઈ ? કોઇને માર્યા કૂટયા ? સામાયિક, દેવપૂજા, પ્રતિક્રમણ, વ્રતપચ્ચખ્ખાણ વગેરે શું શું કર્યું ? દાન દીધું ? શીલ પાળ્યું ? તપ કર્યો ? ભાવના ભાવી ? પરોપકાર કર્યો ? જ્ઞાન ભણ્યો ? ઇત્યાદિ દરેક સારાં નરસાં કામ વિચારી જવાં જોઇએ. જો નરસાં કામ થયેલાં જણાય તો તેને માટે પશ્ચાત્તાપ કરવો કે ' બહુ ભૂલ થઈ ! આવતી કાલે સંભાળ રાખીશ ! ફરી એવી ભૂલો નહિ કરવા સાવચેતી રાખીશ ! ' સારાં કામો થયેલાં જણાય તો તેને માટે હર્ષિત થવું. આવાં કામો મારાથી હમેશાં થયાં કરો, એવી ભાવના રાખી તેનો બની શકતો અમલ કરવો. દેવ પાસે પ્રાર્થના કરવી કે ' આવાં કામો મારાથી હંમેશાં

બનો.' આવી વિચારણા નિરંતર ચાલુ રાખવાથી આપણાથી પાપનાં કામો ઓછાં બનતાં જાય છે અને પુન્યનાં કામો વધારે બનતાં જાય છે. પરિણામે આપણું જીવન સફળ થતાં, આપણે ઉચ્ચ ગતિના ભોકતા થઈ થોડાજ ભવમાં કર્મથી મુકત થઈએ છીએ. આ બાબત સાદી અને સહેલી છે. અલબત્ત આમાં પણ વિચારણા અને જાગૃતિ તો જોઈએ. બાકી આ એક જાતનું ભાવપ્રતિક્રમણ છે અને તેનો બરાબર, યથાર્થ રીતે અમલ કરવામાં આવે તો ઘણો લાભ મેળવી શકાય તેમ છે.

**ઉપસંહાર**—આ લેખને પૂર્ણ કર્યા અગાઉ એક હકીકત તરફ વાચકવર્ગનું ધ્યાન ખેંચવું જરૂરનું ધારૂં છું. આપણે આપણી ધર્મક્રિયાઓ વિચારણા અને જાગૃતિપૂર્વક કરવી જોઈએ, એ એકજ વાત ઠસાવવા માટે આ લેખને આટલો વિસ્તાર્યો છે. ધર્મક્રિયાઓના હેતુ શા શા છે? તે કેવી રીતે કરવામાં આવે તો હેતુની સિદ્ધિ થાય? અને આજ કાલ મ્હોટે ભાગે કેવી રીતે કરાય છે–થાય છે? એ ત્રણ બાબતો પ્રાય: દરેક ક્રિયાઓને અંગે ક્રમશ: સમજાવવા પ્રયત્ન કર્યો છે. બધા એમજ કરે છે, એવા લખવાનો મુદ્દલ આશય નથી. તેટલા માટે સ્થળે સ્થળે 'મ્હોટે ભાગે. બહુધા, પ્રાય:' વગેરે શબ્દો પણ સ્વાભાવિક રીતે યોજાયા છે. કોઈ ભાગ્યશાળી ભવ્યાત્માઓ વિચારણા અને જાગૃતિ રાખતા પણ હશે, એને માટે મારો ઇનકાર નથી. મને પોતાને એ બધી પવિત્ર ક્રિયાઓ

ઉપર પૂર્ણ શ્રદ્ધા છે અને તેનો યથાશક્તિ આદરપૂર્વક અમલ પણ કરૂં છું, પણ જ્યાં ત્યાં ક્રિયાઓને અંગે ખેદ-જનક દેખાવો જોવાય છે; તે તરફ તેવા જીવોનું ધ્યાન ખેંચવા માટે કંઈક લખવાની સ્વયંપ્રેરણા થવાથી આ પ્રવૃત્તિ થઇ છે. કોઈના ઉપર આક્ષેપ લઈ જવાનો મારો જરા પણ ઉદ્દેશ નથી, તેમ મારા આશયનો કોઇ ખોટો અર્થ ન કરે પણ આ લેખમાં સ્ખલના થઇ હોય તો હિતબુદ્ધિથી જણાવે, એ બાબત પ્રાર્થના છે. લોકો ક્રિયા-માર્ગ ઉપર રૂચિવાન્ થાય, હેતુઓ સમજવા પ્રયત્ન સેવે, તે બાબત વિચારણા કરે અને જાગૃતિ રાખી ખરા પ્રેમથી એ ક્રિયામાર્ગનો આદર કરે, એજ આશય આ લેખ લખાવામાં છે. હાલ જે રીતે ક્રિયામાર્ગ સેવાય છે તે પણ, તે માર્ગનું બિલકુલ સેવન ન થતું હોય તેના કરતાં સારૂં અને અપેક્ષાએ ઉપકારક પણ છે, તે બાબત મારો જૂદો મત નથી પણ મેં તો પારમાર્થિક લાભની દૃષ્ટિએ આ વિષય ચર્ચ્યો છે. પ્રાંતે સહુ કોઇ ભવ્યાત્માઓ ક્રિયામાર્ગ ઉપર રૂચિ પ્રીતિ આદરવાળા થાઓ, વિચાર કરવાની, જાગૃત રહેવાની ટેવ પાડો, એવી આંતરઅભિલાષા અને અંતર્મુખ યાચનાપૂર્વક અત્ર વિરમું છું.

# જ્ઞાન પૂર્વક ક્રિયા કરવા વિષે.

---

### રાગ બિહાગ.

સબલ યા છાક મોહમદિરાકી.
મિથ્યામતિકે જોરે ગુરૂકી, વચનશક્તિ જિહાં થાકી—સ૦ ૧
નિકટદશા છાંડ જડ ઉંચી,—દ્દષ્ટિ દેત હે તાકી;
ન કરે કિરિયા જનકું ભાખે, નહિ ભવથિતિ પાકી—સ૦ ૨
ભાજનગત ભોજન કોઉ છાંડી, દસતર જિઉ દોરે;
ગ્રહત જ્ઞાનકું કિરિયા ત્યાગી, હોત ઓરકી ઓરે—સ૦ ૩
જ્ઞાનબાત નિસુની સિર ધૂને, લાગે નિજ મતિ મીઠી;
જો કોઉ બોલ કહે કિરિયાકો, તો માને નૃપચીઠી—સ૦ ૪
જ્યું કોઉ તારૂ જલમેં પેસી, હાથ પાઉં ન હલાવે;
જ્ઞાન સેંતી કિરિયા સબ લાગી, શું અપનો મત ગાવે—સ૦ ૫
જૈસે પાઘ કોઉ સિર બાંધે, પહિરન નહિ લંગોટી;
સદગુરૂ પાસ ક્રિયા બિનુ સીખે, આગમબાત ત્યું ખોટી—સ૦ ૬
જૈસે ગજ અપને સિર ઉપર, છાર આપહી ડારે;
જ્ઞાન ગ્રહત કિરિયા તુચ્છારત, અલ્પબુદ્ધિ ફલ હારે—સ૦ ૭
જ્ઞાન ક્રિયા દોઉ શુદ્ધ ધરેંગે, શુદ્ધ કહે નિરધારી;
જસ પ્રતાપ ગુનનિધિકો ગાઉં, ઉનકી મેં બલિહારી—સ૦ ૮

---

શ્રીમાન્ હરિભદ્રસૂરિજી, શ્રીમુનિસુંદરસૂરીજી, ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી તથા શ્રીવિજયલક્ષ્મીસૂરિજી વગેરે પૂર્વ મહાપુરૂષો કહી ગયા છે કેઃ—

અવિધિએ પણ શ્રદ્ધાપૂર્વક ક્રિયામાર્ગ આદરનાર જીવ શુકલપક્ષી કહેવાય છે, એટલે વધુમાં વધુ તે જીવ અર્ધ પુદ્ગલપરાવર્ત્ત જેટલા કાળની અંદર અવશ્ય સિદ્ધિપદને વરે છે, માટે પવિત્ર ક્રિયામાર્ગ સદા નિઃશંકપણે આદરણીય છે. સમજ્યાનું ફળજ એ છે તે માટે કહ્યું પણ છે કેઃ—

ज्ञानस्य फलं विरतिः

---

પરપરિણતિ પોતાની માને, વરતે આરતધ્યાને;
બંધમોક્ષકારણ ન પિછાણે, તે પહેલે ગુણઠાણે
—ધન્ય તે મુનિવરા રે જે ચાલે સમભાવે.

શ્રીમદ્યશોવિજયજી

# જીવન મંત્ર.

આદર મળો કે ના મળો
　　અમને કશી પરવા નથી,
ત્યમ કૃપા મળો કે ના મળો
　　તે જાણવા ઇચ્છા નથી;
કર્તવ્ય કરવા જન્મ આ
　　દિનરાત તેમાં રત રહી,
ઋણમુક્ત વિશ્વથી થવા
　　કર્તવ્ય કરવું છે સહિ.

यथाशक्ति यतनीयं शुभे.